॥ ॐ तत्सत् परमात्मने नमः ॥

# ડંકા ગર્જના.

ડંકાના ગાયનો તથા ટુંકસાર



## શ્રી આર્ય નૈતિક નાટક સમાજ.

રચનાર—પરમાનંદ મણિશંકર ત્રાપજકર.



છપાવી પ્રસિદ્ધ કરનાર,

નકુભાઈ કાળુભાઈ શાહ.

માલેક—શ્રી આર્ય નૈતિક નાટક સમાજ.

મુકામ—બાલીવાલા ગ્રાન્ટ થીએટર.

તારદેવ મુંબાઈ.

આવૃત્તિ ૪ થી ) પ્રત ૫૦૦૦

ઈ. સ. ૧૯૩૦, સંવત ૧૯૮૬.

કીંમત ચાર આના.

# સુજ્ઞ પ્રેક્ષકો.

મ્હારી શ્રી આર્યનૈતિક નાટક સમાજ, આજ વર્ષોથી સભ્ય સમાજના મનરંજનાર્થે અનેક પ્રકારના નાટય પ્રયોગો ભજવી સતત પ્રયાસો ઉઠાવી રહી છે. સાચી રંગભૂમિ અનેક અવનવા કાચા રંગોએ રંગાય અને પડદો ઉપડતાંજ તેજ ક્ષણે એ રંગો વિલીન થાય તેમ સંસારની કલ્પિત રંગભૂમિપર દીર્ઘકાલના જીવનમાં, અનેક સાચા અને પાકા રંગોએ રંગાવું પડેછે. જે રંગો જન્માંતરે પણ હૃદયપટપરથી ભૂંસી શકાતા નથી એવા રંગોએ રંગાઇ અનુભવની પરંપરા ઘડાતાં જીવન સંગ્રામમાં ક્ષણે ક્ષણે ઝઝુમવું પડે છે. અસ્તુ !

એવીજ રીતે ત્રણચાર વર્ષ પૂર્વે ગુજરાત અને કરાંચીની મુસાફરીએથી પાછા ફર્યા બાદ શ્રી આર્યનૈતિક નાટક સમાજ કોઈ કલ્પિત રંગભૂમિ નહિં પણ સાચીજ રંગભૂમિ બની રહેલછે

Struggle for Existance એ ઉક્તિ અનુસાર સંસારના સંગ્રામ વચ્ચે નિર્ભય થવા અને પોતાનો માર્ગ સરળ અને સલામત કરવા સમાજને અનેક બલિદાનો આપવા પડયાં છે. ચડતી પડતીના પ્રચંડ તરંગો વચ્ચે લીલી સુકી જોવી પડી છે છતાં कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन એ સિદ્ધાંત અનુસાર શ્રી પરમાત્માની મહાન કરૂણાએ શ્રી આર્યનૈતિક નાટક સમાજ ગુર્જર પ્રજાને ચરણે પોતાની સેવા રજુ કરી રહેલ છે, અને ભવિષ્યે પણ કરશે.

સમયના પ્રખર વિરોધ સામે ઠચકા ખાતા ખાતા પણ મારી નાટય સંસ્થાનું જીવન ટકી રહ્યું હોય, અને પુનઃ પગભેર બનાવવાના ઉલટભેર અથાગ પ્રયત્નો કરનાર કોઇ પણ

હોય, મારા સુખમાં તો નહિં પણ સંકટોમાં સગા ભાઇ પેઠે સાથ આપો નિઃસ્વાર્થ ભાવે મારી પડખે ઉભા રહી મારી નાટ્ય સંસ્થાના દુર્બળ જીવનમાં પ્રાણ પ્રેરનાર જો કોઇપણ હોય તો તે મારા પરમ મિત્ર **શેઠ અમૃતલાલ લખમીચંદ ખોખાણી** છે. એમની નાદુરસ્ત ચાલતી તબીયત છતાં દિવસરાત જોયા વગર મારા પ્રયત્નોને સફળતાને પંથે પાડવા તન, મન અને ધનના ભોગે સતત્ પરિશ્રમો ઉઠાવી રહ્યા છે. એમનો આભાર માનવા મ્હારા પાસે પુરતા શબ્દો નથી, અંતઃકરણ એમને આશિષ દેઇ રહ્યું છે. પ્રભુ એમના સર્વ પ્રયત્નોને યશદાયી અને સફળ બનાવો ! ?

તેમજ મારા પરમમિત્ર અમુલખ અમીચંદ અનેક પ્રકારે મારા ખાતર પરિશ્રમ ઉઠાવી પોતાનો મિત્રધર્મ અદા કરી રહ્યા છે. તેમનો પણ આ સ્થળે આભાર માનું છું.

વિશેષ, અતિહાસિક નાટકો સાથે સામાજીક પ્રશ્નો ચર્ચતાં નાટકો સુજ્ઞ પ્રેક્ષકો સમક્ષ રજુ કરવાનો નમ્ર પ્રયાસ મારી નાટ્ય સમાજદ્વારા મેં કર્યો છે પરિણામે **સંસાર લીલા સ્વદેશસેવા ને એક અબળાનો** સફળતાથી પ્રેક્ષકો અજ્ઞાત નથી. થોડા સમય પહેલાં મારી સંસ્થાદ્વારા મેં લગ્નબંધન નામક સમાજના ચાલુ પ્રશ્નો રજુ કરતું નાટક, સંસારી નાટકો લખી જાણીતા થયેલા લેખક જામનની વિદ્વતા ભરી લેખિનીથી લખાવી રજુ કર્યો જે વખતે મુંબઇનું હુલ્લડ શમ્યું ન્હોતું, પ્લેહાઉસના લત્તા ઉપર આવતાં પ્રેક્ષકો અચકાતા હતા, આવા પ્રતિકુળ સંયોગોથી એ નાટકે વ્યાપારી દૃષ્ટિએ પોતાનો ફાળો ન

આપ્યો. પરંતુ કીર્તિ સુંદરમાં સુંદર આપી સભ્ય અને સંસ્કારી વર્ગમાં મારી સંસ્થાની આદર્શ છાપ બેસારી નામનામાં ઓરજ વધારો કર્યો છે.

સામાજીક નાટક પછી રસજ્ઞ પ્રેક્ષકો સમક્ષ જગન્નિયંતાની કૃપાથી આજ " રણ ગર્જના " નામક ઐતિહાસિક પ્રયોગ રજુ થાય છે. જાણીતા સીનેમા સ્ટોરી રાઈટર મારા સ્નેહી ભાઇ મોહનલાલ ગોપાળજી દવેને પ્રથમ મેં વીરાંગનાની વસ્તુ ઉપરથી નાટક લખવા કહ્યું; પરંતુ એમની બહોળી રોકાણ અને સમયના અભાવે તે વસ્તુને નિઃસ્વાર્થ ભાવે, નાટક તૈયાર કરાવી લેવાની ભાવના બતાવી. તેમજ કોહિનુર ફીલમ કુંપનીના માલેકોએ નિઃસ્વાર્થતાથી અનુમતિ આપી મારા તરફની શુભ ભાવના માટે બન્નેને ધન્યવાદ ઘટે છે.

**રણ ગર્જના** લેખક, **કવિ ત્રાપજકર** જેમણે ટુંક મુદ્દતમાં પરિશ્રમ વેઠી નાટય પ્રયોગ તૈયાર કરી આપ્યો છે. કવિ ત્રાપજકરની મુંબઇના તખ્તા ઉપર આ પ્રથમ નાટ્યકૃતિ રજુ થાય છે. પરંતુ રણગર્જનાના લેખકની કલમથી લખાયેલાં નાટકો સોરઠનો સિંહ, વીરહાક; અનારકલી, જયસિંહ રાઠોડ વિગેરે અનેક નાટકો સૌરાષ્ટ્ર તેમજ અમદાવાદના પ્રેક્ષક સમુહમાં સુવિખ્યાતિ પામ્યાં છે. રણગર્જનાનો લેખ કોમીક તેમજ ગાયનોમાં કોઈપણ અન્ય લેખકનો સહકાર કવિ ત્રાપજકરને લાધવો પડયો નથી. રણગર્જના નાટક એમની સ્વતંત્ર કૃતિ છે એક શુભેચ્છક તરીકે ઇચ્છું છું કે એ ઉત્સાહી લેખકને પરમાત્મા મુંબઇના પ્રેક્ષક વર્ગ પાસે રજુ

કરેલી સેવામાં યશસ્વી બનાવો ! !

અંતિમ મારા સુખદુઃખમાં સાથે રહી એક નિષ્ઠાથી સેવા બજાવી રહેલ મારી કુંપનીના સ્ટાફમાંથી કોઇને માટે શબ્દ વાપરૂં તે કરતાં ઇચ્છું છું કે તેમની સેવાનો બદલો આપવા પ્રભુ મને સમય આપો ? ? લી૦

તા. ૧-૧-૩૦
તારદેવ, બાલીવાલા
ગ્રાન્ટ થીયેટર-મુંબઇ

**નકુભાઇ કાળુભાઇ શાહ.**
માલેક,
**શ્રી આર્ય નૈતિક નાટક સમાજ,**

## લેખકનું નિવેદન.

આજના પ્રયોગનો ઈતિહાસ કાળ લગભગ ઈ. સ. ૫૦૦ થી ઇ. સ. ૫૨૮ સુધીનો ઇતિહાસકારો કહે છે. યશોધર્માથી મગધ સામ્રાજ્ય મિહિરગુલ પાસેથી પાછું મેળવી શકાયું એ યશોધર્મા આજના પ્રયોગનો બહારવટીઓ દીલીપ ગુપ્તવંશની ચડતી પડતીના ફેરફાર લગભગ ઇ. સ. ૩૩૦ થી માની શકાય. મગધ મહારાજ નરસિંહ ગુપ્તના પૂર્વજ ચંદ્રગુપ્તે એક વિજય સ્તંભ સ્થાપ્યો હતો કે જે અત્યારે પણ કુતબમિનાર પાસે અસ્તિત્વમાં હોવાનું ઇતિહાસકારો વર્ણવે છે મિહિરગુલના ક્રૂર સ્વભાવ વિષે એવો ઉલ્લેખ મળી આવે છે કે; જેણે એક હાથીની મરતા વખતની ચીસ સાંભળી માત્ર હાથીની હૃદયભેદક ચીસો સાંભળવાના શોખ માટે એકસો હાથીને ઉંડી ખાઇમાં ગબડાવી દીધા. મગધ રાજ્ય એવા ક્રૂર મનુષ્યના જુલ્મ તળે થોડાજ વર્ષ ચગદાયું અને પુનઃ ઉદ્ધાર થયો. એજ.

# આજની "રણ ગર્જના"

ઘણા સમયથી ધંધાના બાહોશ માલીક તરીકે જેમની સુખ્યાતિ સાંભળી હતી તેજ શ્રી આર્યનૈતિક નાટક સમાજના માલીક શ્રીમાન **શેઠ શ્રી નકુભાઈ કાળુભાઇ શાહ** સાથે મારો એકાએક યોગ મળ્યો. મારો અનુભવ કહેવાની ફરજ પાડે છે કે શેઠ શ્રી નકુભાઈનું નાટક સંબંધી બારીક વિષયોના જાણકાર તરીકે અગ્રસ્થાન છે; એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી. "રણ ગર્જના" ટુંક મુદતમાં સ્ટેજ થઇ બહાર પડે છે તે શેઠશ્રી નકુભાઇએ સ્ટેજ કરવાની ઉઠાવેલી જહેમત અને ખંત ભરી સુચનાઓનું પરિણામ છે. હું તેઓશ્રીનો હૃદયપૂર્વક આભાર માનું છું.

મનુષ્ય જીવનજ દોષથી ભરપુર છે, સુજ્ઞ પ્રેક્ષકોને એવું કંઈ દેખાય તો નીરક્ષીર ન્યાયે હંસવૃત્તિ રાખવા લેખકની નમ્ર પ્રાર્થના છે મારા કાર્યમાં જે જે બન્ધુઓએ તનથી અને મનથી હીસ્સો આપ્યો હોય તે સર્વનો લેખક આભાર માને છે

**શેઠશ્રી નકુભાઇ કાળુભાઈ શાહે** નાટકને દીપાવવા સીન સીનેરી ડ્રેસો વિગેરેમાં દ્રવ્ય વ્યય કરી સંપૂર્ણ જહેમત ઉઠાવી છે. પ્રભુ પાસે પ્રાર્થના કરૂં છું કે સર્વને સર્વના શ્રમનો બદલો આપો.

તારદેવ, બાલીવાલા,
ગ્રાન્ટ થીયેટર.
તા. ૨૦-૮-૩૦
**મુંબઇ.**

**લી૦ પ્રજાનો ઋણી સેવક,**

**પરમાનંદ ત્રાપજકર.**

# પાત્ર પરિચય.

## પુરૂષ પાત્રો.

**નરસિંહગુપ્ત**:—મગધનો વૃદ્ધ મહારાજા.

**દીલીપ**:—મગધ ઉદ્ધારક મહાન બહારવટીયો.

**મયૂરગુપ્ત**:—નરસિંહ ગુપ્તનો પૌત્ર ચૈતન્યબાળાનો ભાઇ ભવિષ્યનો મગધ મહારાજ.

**કીરત**:—મગધ મહારાજનો વાયડો ભાણેજ.

**યશોવર્મા**:—નરસિંહગુપ્તનો ખટપટી મહાઅમાત્ય.

**મીહિરગુલ**:—હુણસમ્રાટ.

**સુધીરરાજ**:—એક મંડલેશ્વર.

**મેઘજીભાઇ**:—કીરતના કામદાર.

**ખેમરાજ**:—મેઘજીભાઇનો પુત્ર.

**દેવજી દાદો**:—દીલીપનો ઉઠાવગીર જાસુસ.

**સુમરો**:—આત્મભોગી પ્રજા જન.

**નાગલ**:—સુમરા ભરવાડનો પુત્ર.

## સ્ત્રી પાત્રો.

**જયમંગળા**- ચૈતન્યબાળા અને મયૂરગુપ્તની માતા.

**ચૈતન્યબાળા**:—એક વીરાંગના પાછળથી દીલીપની અર્ધાંગના.

**તરંગિણી**:—યશોવર્માની પુત્રી મગધની ભાવિ મહારાણી.

**કમળા**:—ખેમરાજની પત્ની.

**ગુલાબ**:—મેઘજીભાઇની નવી.

**માલતી**:—એક ચાલાક દાસી પાછળથી ગુલગુલ તે સિવાય દાસીઓ, આહિરાણીઓ, બ્રાહ્મણ, નગરશેઠ મંડલેશ્વર વિગેરે.

॥ ॐ तत्सत् परमात्मने नमः ॥

# રણગર્જના.

## નાટકનો ટુંકસાર

### પૂર્વ પરિચય.

મગધના વૃદ્ધ મહારાજા નરસિંહગુપ્તના પાટવી કુમાર સિંહગુપ્તે મંડલેશ્વર દીલીપ સાથે શક્તિ પરિક્ષા માટે દ્વંદ યુદ્ધ માગ્યું, મગધનો મુગટ મેળવવા ઇચ્છા રાખનાર મહત્વાકાંક્ષી મહાઅમાત્ય યશોવર્માએ આ યુદ્ધ પ્રસંગની તક સાધી, ગુપ્ત રીતે બાણ છોડયું, સિંહગુપ્ત એ નિમકહરામ યશોવર્માના તીરનો ભોગ થયો, અને પોતાના માર્ગના કંટકરૂપ વીરનર દીલીપને પાટવીકુમારના ખુની તરીકે મગધ મહરાજ પાસે યશોવર્માએ જાહેર કર્યો પરિણામે મંડલેશ્વર દીલીપરાજનું છત્ર ખુંચવી લીધું રાજય કબજે કર્યું, આ મળેલા અન્યાયથી મર્દ દીલીપે નરસિંહ ગુપ્ત સામે તલ્વાર ઉઠાવી અને બહારવટીયાની શરૂઆત કરી રણગર્જનાની શરૂઆત મહાનવીર દીલીપરાજના બહારવટાના સમયથી થાય છે.

### અંક પહેલો

### મંગલાચરણ અને વસ્તુસૂચન.

**પ્રવેશ પહેલો**—સ્થળ, દીલીપ બહારવટીયાની ગુફા.

મગધ મહારાજ નરસિંહ ગુપ્ત ઉપર બળી જળી રહેલા બહારવટીયાના ઇન્સાફી ઉદ્ધાર મંડલેશ્વર સુધીરરાજે આવી ચાલતો વિગ્રહ શાંત કરવા બહારવટીઆને સમજાવતો. પરંતુ નર-

સિંહગુપ્તના અન્યાયથી ઇન્કાર કરેલો, ખટપટી મહાઅમાત્યનુ આવવું, પ્રપંચનો એક વધુ પાસો બહારવટીયા ઉપર ફેંકવો આખર નિષ્ફળ જવું, બાદ શિકારે નિકળેલી મગધની રાજ કન્યા વીરાંગના ચૈતન્યબાળાના પકડાયાના સમાચાર સૈનિકે આવી આપવા, અને સુંદરતાના વખાણ કરવા એજ પળે નીતિવંત બહારવટીયાની નીતિનો તદૃશ્ય પૂરાવો રજુ થવો અનીતિના રાહ-પર દોરનાર સેવકને ગોળી મારવી. બાપના ખુની તરફ બળી જળી રહેલી વીરાંગનાનું આવવું. યુદ્ધની માગણી દીલીપનો સ્ત્રી સાથે યુદ્ધ કરવાનો ચોકખો ઇન્કાર, ચૈતન્યબાળાએ મુર્ખ કિ-રતકુમારને યુદ્ધકરવાનો ચોકખો ઇન્કાર, ચૈતન્યબાળાએ મુર્ખ કિરતકુમારનો યુદ્ધ કરવા કહેવું, ડરપોક કિરતનું, દીલીપને પ્રણા-મ કરી ચાલ્યા જવું. સમશેર ખેલી જાણનાર વીરાંગનાનું પ્રચંડ યુદ્ધ પુરૂપત્વ પાસે નારી હૃદયની નિર્બળતા આખર સિદ્ધ થવી.

**ટેબ્લો.**

**પ્રવેશ બીજો**–:સ્થળ, પાટલીપુત્રમાં મેઘજીભાઇ કામદારના મકાન પાસેનો માર્ગ–કીરત કુમારના કામદાર મેઘજીભાઇ જેનો પુત્ર ખેમ-રાજ બાપે બીજીવાર પરણવા પગલું લંબાવ્યાથી, બાર વરસથી શ્રીનગર ભાગી ગયેલ છે. તે ખેમરાજની વિરહી સ્ત્રી કમળાનું હૃદય વ્યથા ઠલવતા આવવું, જયાં નવી સાસુ ગુલાબની ધમકી, અને વહુ ઉપર મોજડીનો પ્રહાર છોડતાં સામેથી આવતા કિરતકુમારને મોજડી લાગવી ભોળી કમળાનું ફસાઈ પડવું મેઘજીભાઈ કામદારનું આવવું, મુર્ખ માલેકના મુર્ખ નોકરની એક વધુ મુર્ખાઈ ભેદ ફુટવો, ત્યાં, મ્હેલમાં ચોરી થયાના સમાચાર કીરતકુમારને મળતાં, વાયડા માણસની સ્વારી આગળ વધે છે બળતી બાળાની મનોવ્યથા.

**પ્રવેશ ત્રીજો:**–સ્થળ, મગધના પાટનગરનો દરબાર.

સિંધુ નદી ઓળંગી મગધ સૂધી સત્તા ચલાવવા આવેલ હુણસમ્રાટ મીહીરગુલ સાથેનો સંધીનો દીવસ છે. મંડલેશ્વરો અને રાજ્ય સેવકોના જયના પોકાર, વૃદ્ધ મહારાજ નરસિંહગુપ્તે આવી સર્વને અટકાવવા. બળતા હૃદયે મગધ મહારાજે હુણસમ્રાટ સાથે સંધી કરવાનો નિશ્ચય કરવો. હુણસમ્રાટને બળતા હૃદયનો સત્કાર. સંધીમાં સહી કરતી વખતે ચૈતન્યબાળાની વિધવા માતા સતી જયમંગળાની અટકાયત. મીહીરગુલનું વિલાસીપણું જયમંગળાને જોતાંજ દેખાઇ આવવું. વીરાંગના ચૈતન્યબાળાએ બાયલા મંડલેશ્વરો ઉપર ધિક્કાર વરસાવી સંધી પત્રના ચુરેચુરાં કરવા, સત્તામાં ભાન ભૂલેલા મીહીરગુલના મગધની આરાધ્યદેવી ભવાનિની મુર્તિના હીરા તથા બન્ને રાજ્યકુટુંબની સ્ત્રીઓની માગણી, સિંહણ જેવી ચૈતન્યબાળાએ તલવાર ઉડાવવી મીહીરગુલને મહાત કરવો મારવા જતા નરસિંહ ગુપ્તે દુશ્મનને પણ ક્ષમા આપવી.

**ટેબ્લો.**

**પ્રવેશ ચોથો:**(સ્થળ, રાજમાર્ગ.) કિરતકુમારનું માલતી નામની એક ચાલાક દાસી સાથે અથડાવું. માલતી સાથેનો કીરતના ચૈતન્યબાળાને પત્ર લખી પ્રેમયાચના કર્યાના ઉદ્‌ગાર એજ અરસામાં ચૈતન્યબાળાનો જવાબ લઇ પાછી ફરેલી દાસીનું એક પેટીમાં મોકલાવેલ ભેટ લઇ હાજર થવું. મુર્ખ કીરતે આનંદમાં આવી જઇ પેટી ખોલતાં મોજડીની ભેટ નિકળવી કીરતકુમારે ચમકવું અને ચૈતન્યબાળાને પરણવાની પ્રતિજ્ઞા, માલતીએ મુર્ખને પ્રેમમંત્રનુ રહસ્ય સમજાવવું. મુર્ખ કીરતને પક્ષમાં લઇ લેવા યશોવર્માએ પોતાની પુત્રી તરંગીણીને પરણાવવાનો લોભ બતાવવો અને સંધીમાં નાસીપાસ થયેલ મિહગુલને ચડાઇ કરી પક્ષમાં

બાળવાના ઈકરાર નામનો પત્ર લઇ કીરતને મીહીરગુલ પાસે મોકલવી, મુત્સદીઓ ભોળાંને હથિઆર બનાવે છે. તે સિદ્ધાંત રજુ થવો

**પ્રવેશ પાંચમો**:—(સ્થળ. રાજ બગીચો.) મહાઅમાત્ય યશોવર્માની પુત્રી તરંગિણીબાળાનો સખીઓ શાથેનો વિનોદ. મગધના ભાવિ મહારાજા મયૂરગુપ્ત કે જેના સાથે તરંગીણીનો સંબંધ થયો છે. તેનું મીલન. વિલાસી મયૂરગુપ્તને તરંગીણીનો રાજધર્મ સંબંધી ઉપદેશ બન્ને પ્રેમીઓનું છુટા પડવું એજ સ્થળે મીહીરગુલનો સંદેશો લઇ કીરતનું આવવું, યશોવર્માએ મીહીરગુલનો પત્ર વાંચવો, અને જવાબ લખી આપવા કીરતને એક બાજુ લઇ જવો, ત્યાં મગધમહારાજ નરસિંહ ગુપ્તને બદલો આપવા ગુપ્ત રીતે આવેલા દીલીપે સર્વ ઘટના જાણી લેવી કીરતનો પાછો પત્ર આપવા જતાં દીલીપે પકડવો દીલીપનું છટકી જવું.

**પ્રવેશ છઠ્ઠો**:—( સ્થળઃ—મગધની સરહદનો રસ્તો. ) બહારવટીયા દીલીપનો જાસુસ; દેવજી દાદો કે જેણે કીરત કુમારનો મ્હેલ ફાડી ઝવેરાતનો ડબો ઉઠાવ્યો છે. તેનું આવવું. બીજી બાજુથી શ્રીનગરમાં દિવાળું ફુંકી રૂપિયા પાંચ લાખનું ઝવેરાત અને સોનામહોર પેટીમાં ભરી મેઘજીભાઈ કામદારના પુત્ર ખેમરાજનું આવવું, ચાલક જાસુસે ખેમરાજની સર્વ હકીકત જાણી બન્નેના બાપ માશી માશીના દીકરા થાય છે એવી ગપ મારી દેવી ભોળા ખેમરાજનું નિંદ્રાવશ થવું, બીજી બાજુથી કીરતકુમાર સૈનિકો સહિત આવતાં ચોરીનો ડબો ખેમરાજ પાસે મુકી ઉડાવગિર જાસુસનું પાંચ લાખની પેટી ઉડાવી બનાવટી ખેમરાજ

તરીકે મેઘજીભાઈના ઘરમાં ઘુસવા આગળ વધવું, ફીરતે આવી ખેમરાજને ચોર ગણી ઝવેરાતના ડબ્બા સહિત પકડવો ગોટાળાની શરૂઆત.

**પ્રવેશ સાતમોઃ**—( સ્થળ: યજ્ઞમહોત્વ. ) વૃદ્ધ રાજા નરસિંહ ગુપ્ત દશેરાને‍ા દિવસ હોઈ આરાધ્ય દેવીના મન્દિર પાસે દેવીને પ્રસન્ન કરવા યજ્ઞમાં આહુતીઓ આપી રહેલ છે. ત્યાં અગ્નિશસ્ત્રોના અવાજ મીહીરગુલ ચડી આવ્યાના સમાચાર દેવીની મુર્તિ કે જેનાં નેત્રામાં એવા બે હીરા છે કે જે મેળવવાની મીહીરગુલે માગણી કરી હતી. તે દેવીની પ્રતિષ્ઠાને‍ા નાશ ન થાય એ કારણથી વૃદ્ધ મહારાજાએ ધર્મનું ભિક્ષાપાલ લઇ મંડલેશ્વરો અને પ્રજાજનો પાસે જીવનભિક્ષા માગવી, કોઇ તૈયાર ન થતાં વીરાંગના ચૈતન્યબાળાએ ભિક્ષાપાત્રમાં જીવનદાન અર્પણ કરી દેવીની મૂર્તિને લઈ ગુપ્ત માર્ગથી ચાલ્યા જવું બીજી તરફથી યશોવર્માએ સર્વ, રાજ્યના ભેદી માર્ગો ખુલ્લા કરી દીધેલ હોવાથી મીહીરગુલને‍ા પ્રવેશ વૃદ્ધ મહારાજાને કેદ કરવો સતી જયમંગળાનું ઉશ્કેરાવું. મીહીરગુલે જયમંગળા સાથે અણુછાજતી છુટ લેવા જતાં વૃદ્ધ રાજાએ સાંકળ તોડી તલ્વાર ખેંચી મીહિરગુલ ઉપર ધસવું. દગાથી રાજાને મારવો બીજી બાજુથી બહારવટીઆ દીલીપનું આવવું. પ્રચંડ વીરના યુવરાજ મયુરગુપ્તને બચાવી મગધનું રાજ્ય નિશાન બચાવી લેઇ બહારવટીયાનું જવું મીહિરગુલને‍ા બળાપો.

ટેબ્લો.

**સીનટ્રાન્સફર.**

# અંક બીજો.

**પ્રવેશ પહેલો**:—સ્થળ સુમરા આહિરનો નેસ.

મગધનો રાજ્ય ભક્ત સુમરો આહિર કે જેના એકના એક પુત્ર નાગલનો જન્મદિવસ છે સુમરાની પત્ની પુત્રનો જન્મોત્સવ ઉજવી રહી છે, ત્યાં ધર્મ રક્ષા માટે મૂર્તિને લઈ ન્હાસેલી ચૈતન્યમાળાનું લોહીલોહાણુ હાલતે આવવું. સમય પલટાતાં સુમરાની પત્નીએ ચૈતન્યમાળાને ઉભા રહેવાનો આશ્રય ન આપવો એજ વખતે સુમરાએ આવી આશ્રયનું વચન આપવું, બીજી તરફથી સતી જયમંગળાને મીહીરગુલે કેદ કર્યાના ચૈતન્ય માળાને સમાચાર મળવા ધર્મ સંકટ, એક બાજુ મીહીરગુલના ભયથી સાચવેલી મૂર્તિની સંભાળ. બીજી બાજુથી માતાની શિયળ રક્ષાની ફર્જ રાજ્ય ભક્ત સુમરા આહિરે ધર્મ રક્ષાનો ભાર પોતાના શિરે લેવો. ચૈતન્યમાળાનું માતૃભક્તિ બજાવવા મગધના મ્હેલો તરફ રવાના થવું. ચૈતન્યમાળાને પકડવા આગળ પડેલા મીહીરગુલનું સૈનિકો સહિત આવવું, સીતમગારનો હૃદય કંપાવનારો સીતમ, સુમરા આહિરે ધર્મ રક્ષા બદલ પુત્ર બલિદાન આપવું હૃદય ભેદનારૂં દૃશ્ય રજુ થવું. **ટેબ્લો.**

**પ્રવેશ બીજો**—(સ્થળ, મેઘજીભાઈ કા દારનું મકાન, ખેમરાજને ચોર તરીકે પકડાવી ભાગેલો જાસુસ, મેઘજીભાઇના મકાનમાં દાખલ થાય છે. ઉઠાવગીરની આબાદ ચાલાકી જેમાં આખું ઘર થાપ ખાય છે **પરસ્ત્રીને** માતા સમાન ગણુનાર એ અડંગ ઉઠાવગીરને જાગવેલી નેક આબાદ બચાવી લે છે. ખેમરાજના કમનસીબે વાત વધુ ગંભીર બને છે

**પ્રવેશ ત્રીજો**:—(સ્થળ મીહીરગુલનું વિલાસ ભુવન.) મગધદેશને યશોવર્માની નિમકહરામીથી સર કરી બેઠેલ મીહીરગુલ મસ્તબનીને બેઠેલ છે જયાં મહત્વાકાંક્ષી યશોવર્મા મગધની બે રૂપવંતીકુમારીકાઓને ભેટ કરે છે. બાદ કેદ કરેલ જયમંગળાને હાજર કરાવવી વિલાસી રાજાનો અત્યાચાર જયમંગળાની ટેક છેવટ પોતાનો જુલ્મ રજુ કરી જયમંગળાને વિચાર કરવાનો સમય આપી જવુ, બીજી તરફથી માતાના શીયળ રક્ષણાર્થે ગુપ્ત રીતે ચૈતન્યબાળાનું આવવું. બેશુદ્ધ માતા જાગ્રત થવી. માતા પુત્રીનું કરૂણુ મીલન, ધર્મ સંકટનો એ પ્રસંગ આવીને ઉભો રહે છે કે જેમાં એક માતૃભક્ત પુત્રીના હાથથીજ માતાનો વધ, મીહીરગુલનુ આવવું. ચૈતન્યબાળાને કેદ કરવા જતાં બહારવટીયા દીલીપથી બચાવ **ટેબ્લો**

**પ્રવેશ ચોથો**:—( સ્થળ મહાઅમાત્યનો મ્હેલ ) તરંગીણી અને સખી વચ્ચેની શૃંગાર ચેષ્ટા, ત્યાં મુર્ખ કિરતકુમારનું આવવું પ્રેમની આશાએ અવેલનું અપમાન યશોવર્માનો પુત્રીને ઠપકો ત્યાં તરંગીણીની સુંદરતા ઉપર લોભાઇ વિલાસી મીહિરગુલનું આવવું, યશોવર્માએ પોતાની પુત્રીની માગણી કરતાં પલટાવું એજ વખતે મીહીરગુલે યશોવર્માના કૃત્યોનો પુરાવો રજુ કરવો પિતા પુત્રીનો ઇન્કાર બન્ને કેદ.

**પ્રવેશ પાંચમો**—(સ્થળ, ખેમરાજનો ખાનગી ઓરડો ) જાસુસ દેવજીભાઇ ઉપર નવીએ આશક થવું. માત્ર પૈસાજ લુંટવા માગતા નેક લુંટારાએ સમય સાધી ખેમરાજની વહુ, અને નવીએ હરદ્વાર લઈ જવા પાછળથી ચોર તરીકે પકડાયેલ ખરા ખેમરાજનો ઈન્સાફ કરવા કિરતે ખેમરાજને લઇ કામદાર પાસે

આવવું ભેદ ખુલ્લો થવો ઉઠાવગીર પછળાપડવું, પિતા પુત્રની દયાજનક સ્થિતિ.

પ્રવેશ છઠ્ઠો--( સ્થળ-દીલીપની ભેદી ગુફા પાસેનો માર્ગ. ) માતાના સ્મરણ સ્થાન પાસે ચઇતન્યબાળાએ આવી વાત્સલ્ય સ્નેહનાં આંસુ ખેરવાં, પોતાના પિતાના ખુની તરીકે દીલીપનેમાનનારી ચઇતન્યબાળાને શિયળમાં પ્રાણ અર્પનાર દૈવી માતાએ દૈવી શક્તિના બળે ખુલાસો આપવો વૈર, સ્નેહનાં રૂપમાં બદલાઇ જવું ત્યાં પુત્રનો આત્મભોગ આપી ચુકેલ, આહિરનું દિવાની હાલતે ધર્મ-રક્ષાનો પૂરાવો સાથે લઇ આવવું પુત્ર પાછળ ગાંડા બનેલા બાપનો હૃદય ભેદક વિલાપ, દીલીપનું સાંત્વન અને ચૈતન્યબાળાએ. મીહીરગુલને મારી આહિરના પુત્ર પાછળ લોહીથી તર્પણ કરવાની પ્રચંડ પ્રતિજ્ઞા લેવી બાદ કેદ કરેલી તરંગીણી સાથે મીહીરગુલે જુલ્મથી લગ્ન કરવાની પ્રતિજ્ઞા લીધાથી માતાના દર્શનને બ્હાને દીલીપના સ્થાન પાસે પાલખીમાં આવવું, દીલીપે શિયળ રક્ષાનું વચન આપવું, પોતાની પાસેજ રાખેલ મયૂરગુપ્ત સાથે તરંગીણીનો હસ્તમેળાપ, તરંગિણીને દીલીપે બચાવી લીધાના સમાચાર મળતાં પૂરતા લશ્કર સાથે મીહીરગુલનું આવવું, દીલીપના ભેદી સ્થાનમાં ભેદી રચનાઓથી ત્રાસી ગયેલા મીહીરગુલે સુરંગથી આખી ગુફા ઉડાડી દેવી બળતો બ્હારવટીઓ કેદ..

ટેબ્લો.

સીન ટ્રાન્સફર.



## અંક ત્રીજો.

પ્રવેશ પહેલો:-(સ્થળ ગંગા અને શોણનદીના સંગમ ઉપર નાખેલો સમીયાણો) દીલીપ જેવો બ્હારવટીયો પકડાયાથી મગધ પ્રજાજનો મીહીરગુલને માન આપવા આવેલ છે. જ્યાં ગંગા ઉતરીને મીહીરગુલનું આવવું દીલીપને પોતાનો વૈભવ બતાવી બાળવાનો પ્રયત્ન ત્યાં, દેવપૂજન કરવા જતા એક પવિત્ર બ્રાહ્મણનું આવવું; કોઈને ન મળેલું માન દીલીપ મેળવી જાય છે મીહીરગુલની ચાલાકી યશોવર્માને કેદી હાલતે હાજર કરવો પાપથી પસ્તાતા મુત્સદીનો પલટો મીહીરગુલની શંકા દીલીપ સાથે મળતાં મીહીરગુલે યશોવર્માની નિમકહરામીથી અને સ્વામી દ્રોહની શિક્ષા.

પ્રવેશ બીજો--(સ્થળ, અયોધ્યાનું મુસાફરખાનું) અઠંગ ઉઠાવગીર અયોધ્યા સુધી ગુલાબ અને કમળા લઇ આવે છે. જ્યાં બન્ને સ્ત્રીઓ સુતાં, બુલબુલ નામની નાયિકા કે જે માલતી નામની પ્રથમ દાસી હતી તેનું આવવું; દેવજીનું સંગીત લુબ્ધ થવું. જાગેલી ગુલાબે આ દૃશ્ય જોતાંજ ચમકવું. દેવજી ઉઠાવગીરના સચોટ જવાબ એજ અરસામાં બાપ દીકરો અને કિરતકુમારનું આવવું જાસુસ કેદ,

પ્રવેશ ત્રીજો-(સ્થળ, શયનગૃહ.) દીલીપ પાસેથી તરંગીણી

અને મયૂરગુપ્તના રક્ષણાર્થે જુદી પડેલ ચઇતન્યબાળાં કે જેણે ગુપ્ત આશ્રય લીધો છે. નવા વરવધુના રીસામણાનો પ્રસંગ વિલાસમાં મસ્ત મયૂરગુપ્ત, ચઇતન્યબાળાનું આવવું, દીલીપને રીબાવી રીબાવી મારવાના નિકળેલા જાહેરનામાથી ઉશ્કેરાવું. ભાઇ બ્હેન વચ્ચે તણખા ઝરવા, પાટનગરની મીહીરગુલના ત્રાસથી ત્રાસી ગયેલી પ્રજાની મદદ દીલીપને સ્હાય કરવા પૂરતા લશ્કર સાથે વીરાંગના ચૈતન્યબાળાનું જવું,

**પ્રવેશ ચોથો:**—(સ્થળ. કીરત કુમારનું ન્યાયસ્થાન) મુર્ખ કિરતનો ઈન્બાફ દીલીપના જાસુસની વીરતા આખર કીરત દીલીપના પક્ષમાં ભળે છે. ભેદ ખુલ્લો થાય છે સર્વની નિર્દોષતા પૂરવાર થવી પ્રહસનની પૂર્ણાહુતી,

**પ્રવેશ પાચમો:**—(સ્થળ, મગધના પાટનગરનો રાજચોક બહારવટીયા દીલીપને પાટનગરના ચોકમાં કેદી હાલતે બારબાર દીવસથી અન્નજળ વિના રીબાવવામાં આવેલ છે. જેની ઉપર સીતમ ગુજારવામાં આવે છે કે જે મગધના પત્થરોને પણ રૂદન કરવાનું દીલ થાય માત્ર સિક્કો બેસાડવા છાતીમાં છરા ઘોંચવામાં આવે છે. દેખાવ હૃદય ભેદક રજુ થાય છે દીલીપની મર્દાનગી એટલા દુખમાં પણ ચમકી ઉઠે છે, આખરે ચૈતન્યબાળાનું લશ્કર સહિત આવી પ્હોંચવું. મગધનું ગયેલું તાજ પાછું મેળવવું દીલીપ સાથે ચૈતન્યબાળાનું હસ્તમિલાપ મીહીરશેલને મારવો અને ધર્મ ભાવની પુન: સ્થાપના કરવી રણમર્દોની મગધ ઉદ્ધાર માટે રણ ગર્જના ભવાનીએ સિદ્ધ કરી આખર ધર્મનો જય.

**શાન્તિ ! શાન્તિ ? શાન્તિ !**

॥ ॐ तत्सत् परमात्मने नमः ॥

# રણગર્જના.

## નાટકનાં ગાયનો.

### અંક પહેલો.

**સુત્રધારઃ—**

સિદ્ધિ રિદ્ધિ દાતા વરદે ! વિપદહર !
હે ગણનાયક તું સુખ કરતા, તું શુભ કરતા;
તુ શુભનામી, અક્ષયધામી, વંદે સુરાદિ સ્વામી !-સિદ્ધિ.
પંગુ ઉલંઘે, ગહન ગિરિને,
વિણુ તરણી ભવ જાવ તર્સાને;
એ પદ મંજે, મન મધુ ગુંજે, રંજે પ્રારંભ નિકુંજે—સિદ્ધિ.

**બાળાઓઃ—** 1

રણના ઘાવો શૂરાથી સમજાશે,
એનાં દિવ્ય જીવન સોહાશે;
કંઈ વાંચી જુઓ ઈતિહાસે, સમજાશે—રણના.
કંટકના ડરથી ડરતા જે,
ભીરૂ થઇ ડગલાં ભરતા જે;
આત્મભોગની દિવ્ય ભાવના એને ના સમજાશે,
એનાં વ્યર્થ જીવન વહી જાશે,
સરવર જળમાં ડુબે એથી, સાગર કેમ તરાશે,
સમજાશે—રણના.

કમળાઃ— ૨

દિલડાંનાં દરદો દોયલાં, કોઇ ઘાયલથી સમજાય.
જે દિલ વગરનાં હોય એને કેમ કરી સમજાય ?
પરણી આવી સાસરીએ, મારો પિયુ ગયો પરદેશ રે ?
જઈ કહીએ કોને વેદના, અમે રહીએ બાળે વેશ રે!
જોબન રસ છલકાય ને મારે હૈયે કૈં કૈં થાય-દિલડાં.

કમળાઃ— ૩

પ્રીતિના ઘાવે, જે છે ઘવાયાં,
એને વચન કેરો માર, કોઇ આમ ન મારો !.
દિલડાંના ડંખે, જે છે દુભાયાં,
જીભેથી ઝેરીલી કટાર, કોઈ આમ ન મારો—પ્રીતિ.
તરશ્યાં પાણી વિણુ તલસે,
બિન્દુજળ કોઈ ન વરસે,
તરશ્યાંની હાંસી કરશો, મરેલાને આમ ન મારો-પ્રીતિ.

કંચનીઓઃ— ૪

યમુના કે તીર મત જઈઓ,
આજ કોઈ યમુના કે તીર મત જઈઓ,
વ્હાંચે ખડો હય કૃષ્ણ કનૈયો—આજ કોઈ.
ભર પીચકારી, તનપર ડારે;
લાજ શરમ કછુ મનમે ન ધારે,
જાકે જશોદાસે કહીઓ—આજ કોઇ.

માલતી— ૫

પ્રેમમંત્રનો પાઠ શિખાવું, જ્યાં પ્રેમી થઇ જાવું
વણમુલે ત્યાં વેચાવું !

દેહ ભાવના ભાન ભૂલી ત્યાં, દીલ દઇને બંધાવું,
વણમુલે ત્યાં વેચાવું–પ્રેમ

ભાવ વિનાનું ભોજન જેવું, કંઠ વિનાનું ગાવું;
તૃષા વિના જેમ સરવર તીરે, તરસ છીપાવા જાવું
પ્રેમ પરાણે એમ ન મળશે, ઝાઝું શું સમજાવું.–પ્રેમ

તરંગિણી—સખીઓઃ— ૬

મનડાં કરે રસાળાં, સખી ! એ વસંત આવી,
દિલડાં બને દિવાનાં, મધુરી વસંત આવી ! !
હૈયાં સુનાં જગાવે, નયનોમાં ઘેન આવે,
ભ્રમણા મહીં ભમાવે, સમણાં પિયુનાં આવે,
રસધુન દે જગાવી, સખી ! એ વસંત આવી ! !
પ્રણય ભાવના તરંગ, પ્રગટાવે અંગ અંગ,
મદભર ઉપજે અનંગ, દિલ દે ડોલાવી.
સખી ! એ વસંત આવી ! ! મનડાં.

તરંગિણી— ૭

સાગર તીરે અમે ગયાં હતાં ત્યાં;
આંખલડી કાંઇ લડી,
મન માન્યો મારગમાં ઉભો,
એની મધુરી માટે ઘડી.
કામણગારે કંઈ સમજાવી, સ્મિત કરી એણે પાસે બોલાવી.

ડંખ દીધા એણે કોમલ અધરે.
દિલડામાં ગઈ ડરી, હસી હસી એવી હાંસી કરી—સાગર
મુખપર આછા ઘુંઘટ ઢાળી, આધી ખસી થઇ પાણી પાણી ?
હાથ ગ્રહ્યો ત્યાં હૈયું ભીંજાયું
પરવશ એણે કરી, પ્રભાતે ભ્રમણામાં હું પડી—સાગર.

**તરંગિણીઃ—** ૮

ડંખ આપ દેશો, દિલડામ તો કહેશો ઉપાય,
આમ ઘાયલપર ઘાવ ના કરાય ? ડંખ આપ
નીર સાગરને કાંઠે છલકાય, દર્દ હૈયાનાં હૈયે સમાય,—
ફુલડાનાં ડંખો તે ભ્રંગો શું જાણે ?
પ્રેમી નમેરા જણાય—
સ્નેહઘેલા ! કૈં સ્નેહીની રાખો દરકાર
ડંખ દરદ પ્રણયના સહુ અનુભવે સમજાય—ડંખ

**ખેમરાજ કિરતકુમારઃ—** ૯

ખંધા કેવા ધંધા કીધા ચોરી તેં દાગીના લીધા,
અંધાની આંખો ખોલી દ્યો ડંડે મારી માર
ચારે વાંદર પૂંછા સાથે, દેવા માંડયા છે બે હાથે.
કેવી કીધી મારા નાથે, માથે ચોરીનું છે આળ.—
માણેરા રાજ ! તમે મોજ માણો જેલમાં
માખી ડુબી મરી છે બાપા આ તેલમાં;
બાકીના પુરા કરી દયો મારીને બે ચાર,
ગિરધરલાલ જે ગોપાળ,
એને આપો ઝાઝો ત્રાસ, તારૂં જાજો સત્યાનાશ-ખંધા

# અંક બીજો.

આહિરાણીઓ— ૧૦

મોર બોલે રાજ ઢળતી લીલુડી ધરતીમાં,
ઝીણા મોર બોલે રાજ ?

કોર ભીંજે રાજ. હૈડાં થનગન થનગન નાચે,
ચિત્તનો ચો બોલે રાજ.

ડુંગરીયા ગાજે ને ડોલે દિલડા કેરા દોર;
વ્હેની મોર બોલે હો !—મોર,

સાખી.

આ ઋતુમાં જે પ્રેમદા, જાય પિયરને પંથ;
કાં ગોરીમાં ગુણ નહિં, કાં કઠણ હૈયાનો કંથ.
મોંઘેરા મુલ્યની મેં ઓઢી ચુંદલડી;
વરસે વાદળીઓ; ભીંજે ચુંદલડી;
આછી ચુંદલડીમાં, તારલીયા ચમકે,
હૈયાનો હાર મારો, ટહુકે છે હલકે—મોર

કમળા— ૧૧

હું તો કાગળ લખી લખી થાકી, પિયુજીને પરવા નથી.
ગયા પરદેશે એકલડી રાખી, પિયુજીને પરવા નથી.
આવ્યો શીયાળોને વાયે છે વાયરા,
દિલડામાં હાય લાગી ડરવા; પિયુજીને પરવા નથી.
આવ્યો ઉનાળો ને કોયલડી બોલે.
છાનું છાનુ લાગી રડવા; પિયુજીને પરવા નથી
છલકયાં સરોવર ને હું તો સુકાણી !
ચોમાસું જોઈ લાગી બળવા, પિયુજીને પરવા નથી—હું.

કમળા-દેવજીઃ— ૧૨

અમે વ્હાલમની વાટલડી જોતાં દિનરાત,
હવે બળતી બાળાને ના બાળશો,
મારા દિલડામાં છુપ્યાં છે દરદો હજાર,
મોંઘા મુલ્યની દવાઓ મંગાવશો !
માંડી રામાયણ તે બાઇ ! અમે સાભળી,
બરાની જાત બધી વાતે ઉતાવળી ! !
મારા કાળજામાં કામણુની વાગાં કટાર,
દિલનાં દાઝેલાંને ઠારશો—અમે.

કંચનીઓઃ— ૧૩

જાયે દાસી બાગમેં સુત સાજનકી બાત.
કદ સીક મ્હેલ પધારસી, મતવાલો ધનરાજ ?
મારા છેલ ભમર મદ છકીયાં થે, પીઓની દારૂડી.
દારૂ પીઓ રંગ કરો થે, રાતાં રાખો નેનજી,
સોતનકે ઘર મત થે જાઓ, અઠે કરો સુખસેનજી,
પીઓની દારૂડી.

તરંગિણી-- ૧૪

ચડતી ને પડતીના છાંયા, પલપલમાં પલટાય,
મૂરખ જનથી નવ એ સમજાય,
સાગરમાં મોજાં છલકે તે પલમાં પાછાં જાય,
મૂરખ જનથી એ નવ સમજાય,
રાવણુનાં પણુ માન રહ્યાં કયાં ?

શૂરાંનાં પણ સ્થાન રહ્યાં ના !
રામ કૃષ્ણ જેવા મહાયોગી સમયને આધીન થાય,
મૂરખ જનથી નવ એ સમજય–ચડતી.

**કમળા, દેવજી, ગુલાબ—૧૫**

હાલો વરણાગીઆ, હરદ્વારે લઇ જાવ,
ગંગાપાનથી રે કાંઈ કરવા આજે કાયાનું કલ્યાણ !
મેલાં મન હોય ત્યાં, થાય નહિં કલ્યાણ,
ભક્તિ ભાવની છે, ભાઇ ભાવ વગરના;
નવ ફળશે ભગવાન
લ્હાવા દર્શનના મળશે. અંતરની આશા ફળશે.
કરશો તેવું ભરશો એના તુલસીદાસ જમાન.

**દાસી— ૧૬**

મળેલાં માટીનાં તત્વો, એ માટીમાં મળી જાશે,
જીવનની ખીલતી ઉષા, બની સંધ્યા ઢળી જાશે,
જગતમાં જે જીવી જાણે, મરે તોયે અમર એ છે,
બીજા માટે જીવન ખરચ્યાં, ખરી ખરચી રળી જાશે.
જનોની જીંદગી ટુંકી, અને આશા ઘણી લાંબી
રહે આશા અધુરી ત્યાં, જીવન નૌકા જળી જાશે.

**બુલબુલ ઉસ્તાદ— ૧૭**

મુદ્દતસે આરજુરથી, કોઈ દીલરૂબા મીલે !
એક તુમ મીલે તો તુમબી બિગર આશ ના મીલે
મીલનેકા જબ મજા હય, કેતા જીંદગી મીલે !
દો ચાર દિનકો મુઝસે મીલે ભીતો કયા મીલે !
કાબેમેં ભી જાઉ તો, માગુ યેહી દુવા;

યારબ કોઇ હસીન મુંઝુ બાવફા મીલે ?

**તરંગિણી— ૧૮**

લૂંટો તો લૂંટાજો પ્હેલા પ્યારમાં,
બે ઘડી તો થાજો ઘેલા પ્યારમાં

જીંદગી જોબન બધાં કુરબાન છે;
જાદુગરી આંખલડીના મારમાં—લૂંટો.

દિલડાંને હારવામાં છે મજા;
હૈયાં....જ્યાં ભીંજે આંસુની ધારમાં.

કટારી છે નયન ઘાવો, ભમર વાંકી તો ખંજર છે,
બધા ઘાવો સહન કરવાને, સામે પ્રેમી અંતર છે;
નથી ધનવાન આ પ્રેમી, હૃદય પ્રેમી તો નિર્ધન છે.
અહીં તલ્વાર પ્રેમીની, અહીં પ્રેમીની ગરદન છે.—જીંદગી

**દેવજી,ગુલાબ,કીરત,કમળા,મેઘજી,ખેમરાજ—૧૯**

પાક દાનત રાખતાં રાજી થનારો રામ છે,
શાણા તમે સમજી જજો, લ્યો મુખ્ય મુદ્દો આમ છે.

સ્નેહી જનોને છે જે જે ગોપાળ,
સાચી જ્યાં દાનત ત્યાં પડતા પોબાર.

વાવે તેવું લણે, કરે તેવું ભરે,
કરે છે વેદ પુરાણુ પોકાર—

રામ નામની, ભજન ધુનમાં,
ભાઇ મેઘજી, ધર કડતાળ;

ખેમરાજ આ ખરૂં કહે છે, ગરૂડે ચડશે ગિરધરલાલ.

**—: સમાપ્ત :—**

આ ચોપડી શ્રી જૈન એડવોકેટ પ્રી. પ્રેસમાં વાડીલાલ
બાપુલાલ શાહે છાપી. ઘીકાંટા વાડી અમદાવાદ